શ્રી ગણેશાય નમઃ

## શ્રી ન્યુ બોમ્બે ગુજરાત નાટક મંડળી.

# કર્મ શિરોમણી.

### નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.


પ્રયોજક અને પ્રકાશક

**ભોગીલાલ મગનલાલ.**

ઠે. રાણીપુરા નાગોરીશેરી સુરત.





મેનેજર—એસ૦ જે૦ રાંદેરીયા સુરત.

વિક્રમાર્ક ૧૯૭૮ ] આવૃત્તિ પહેલી [ પ્રત ૧૦૦૦

સ્ટેશન રોડપર તારઓફીસ સામે આ. વેલા શ્રી મહાશક્તિ પ્રિન્ટીંગ
પ્રેસમાં ચંપકલાલ ગીરધરલાલ જરીવાળાએ છાપી-સુરત.

કીંમત ૦-૪-૦

# લેખકના બે બોલ.

આ મારો પ્રથમ પ્રયાસ લખવામાં પટેલ મુળજીભાઇ રણછોડદાસ તેમજ માસ્તર બાલા સાહેબે જે હમોને મદદ કરી છે તેમનો અત્યંત આભાર માનું છું.

લી. સેવક—ભોગીલાલ મગનલાલ બંગડીવાળા,
મુ૦ વડોદરા.

# આભાર પત્ર.

સુજ્ઞ મહાશયો.

વિ. વિ. પૂર્વક લખવાનું જે મારે હાથે તૈયાર થ લો આ પ્રથમ નાટક આપની સમક્ષ મુકવાને હુ ભાગ્યશાળી થયો છું તેથી હું ઇશ્વરનો અતી આભાર માનુ છુ. આ લેખ છાપાવવામાં સદગૃહસ્થ મેનેજર મી. એસ૦ જે૦ રાંદેરીઆએ મને અમુલ્ય મદદ કરી છે. તેને માટે હુ તેમનો અત્યંત આભાર માનું છું.

અમારી કંપનીના ડાયરેકટર મી. શાંતીલાલ તથા કનઇયાલાલ એસ૦ શાહે અમને જે મદદ કરી છે તેને માટે તેમનો પણ આભાર માનુ છું.

લી. સેવક,
ભોગીલાલ મગનલાલ.

---

# ...તી [illegible] શિરોમણી નાટકના પાત્રો.

## પુરૂષ પાત્રો.

રણજીતસિંહ—વિજયનગરનો રાજા. રણધિરસિંહનો પિતા

રણધિરસિંહ—રણજીતસિંહનો પુત્ર રત્નમાળાનો થનાર પતિ

જાલીમસિંહ—સ્વાર્થી સેનાપતિ

સામંતસિંહ—સરહદનો બહારવટીયો, રત્નમાળાનો પાલક પિતા

છબીલદાસ—રંગીલીનો પતિ વિજયનગરનો સાહુકાર

કૃષ્ણલાલ—રંગીલીનો આશક

સકરો—કૃષ્ણલાલનો મદદગાર મિત્ર જાતે હજામ

ધના પટેલ—એક સુનેરી ટોળીનો સરદાર.

## સ્ત્રી પાત્રો.

રત્નમાળા—સીંહગઢના મરહુમ મહારાજા સૂર્યસિંહની પુત્રી
ભવિષ્યમાં રણધીરની ધર્મ પત્ની

વન દેવી—રત્નમાળાને સંકટમાંથી મુક્ત કરનાર.

ચંદ્રકળા—વિજયનગરના સેનાપતિ જાલીમની પુત્રી અને
સામંતની થનાર ભવિષ્યમાં ધર્મ પત્ની.

રંગીલી—વીજયનગરના વણીકની પુત્રી ચાલુ જમાનાનો ચીતાર, પ્યાર પર કટકો દેનાર કુલટા નાર.

રતી લક્ષ્મી—રંગીલીની પાડોશણ.

એ સિવાય—દાસ, દાસી વારંગનાઓ, સીપાઇ, દરબારીઓ વીગેરે વીગેરે.

# કર્મશિરોમણી નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

ઇશ્વર સ્તવન બાળાઓનું વિવેચન

પ્રવેશ ૧લો–સિકારે નીકળેલી રત્નમાળા, શિકારનુ છટકી જવું. પાણી વિના વ્યાકુલ થવું બહારવટીયાની પાણીની શોધ અર્થે જવું. ખંડણી માટે નીકળેલા જાલીમનુ રત્નમાળાને જોઇ આશક થવું ત્યારનો તિરસ્કાર બે પક્ષ વચ્ચે તકરાર રત્નમાળા કેદ—ટેબ્લો.

પ્રવેશ ૨જો—વિજય નગરની વસનાર ચાલુ જમાનાનો ચિતાર રંગીલીના વિચાર; પેટભરા પતિનું આવવું. બાદ પૈસા લઇ વિદાય થવું. બાદ રંગીલીના આશક કૃષ્ણા લાલનું રંગીલી સાથે પ્રેમનો કરાર. સ્ત્રી ચરિત્રના પ્રભાવે ખાવો પડેલો માર છબીલદાસનું ખુન. પાડોસણોનું આવવું કૃષ્ણલાલને માર અને ભારે ધમપછાડ.

પ્રવેશ ૩જો–વિજયનગરનો દરબાર રત્નમાળા સાથે જાલીમનું આવવું. ન્યાયાધીશનો ન્યાય રત્નમાળા બંધન મુકત-જાલીમનો તિરસ્કાર બાદ નોકરી છોડી ચાલ્યા જવું. કુમાર રણધીર સામે થવું.—ટેબ્લો

પ્રવેશ ૪થો— માના શોકમાં ડુબેલી ચંદ્રકળા જાલીમે આવી કરેલી રાજ ખટપટનો તિરસ્કાર. જાલીમનું ગુસ્સે થવું. ચંદ્રકળાનું પિસ્તોલ લઈ સામે થવું——ટેબ્લો.

પ્રવેશ ૫– રત્નમાળા તથા સખી સાથે સંવાદ. એક દાસીનું રણધીરની મુદ્રાભેટ આપવા આવવું રત્નમાળાએ માનલો આભાર

પ્રવેશ ૬ઠો—સિપાઈ સાથે કૃષ્ણલાલનું આવવું કૃષ્ણલાલને રંગીલીને ફસાવવા વિચાર શકરો તેના મદદગાર ઢોંગી મહુંતનો ડોળ, દેશપાર થએલી રંગીલીનું આવવું બાદ પરપુરૂષનો તિરસ્કાર, બાદ સંતની સિંધી બની સ્ત્રી સાથે સંવાદ

પ્રવેશ ૭મો–અપમાન થએલા જાલીમનો વેર લેવા વિચાર

પ્રવેશ ૮ મો–રણધીરનો મહેલ રત્નમાળાના પ્રેમનું પ્રથમબંધન.

પ્રવેશ ૯ મો–કોમીક–ઢોંગી મહુંતના હવાઈ વિચાર રંગોલીનું આવવું ફંદાબાજોના ફંદમાં ફસાવું.

પ્રવેશ ૧૦ મો–દેવમહીરે જાલીમે ઘાલેલો ઘેરો, રત્નમાળા કેદ, ટેબ્લો.

## અંક બીજો.

પ્રવેશ ૧ લો–નોકરી છોડી ગયેલા જાલીમ વિષે રાજકુમાર સાથે રાજાના ઉદગાર, દેવી મંદીરમાં કબજે થયેલી રત્નમાળાની દાસીએ આવી કહેલો હેવાલ, રણધીરનો હસ્ત ઉઠાવવા વિચાર, અચાનક જાલીમે કરેલો છાપો, રાજા રણજીતનું મરણ. કુમારને કેદ. ટેબ્લો.

પ્રવેશ ૨ જો–ઢોંગી મહંતના ફંદામાંથી મુકત થવા રંગીલીના વિચાર, કૃષ્ણલાલના પ્રેમઉદગાર, રંગીલીએ કરેલો તિરસ્કાર, શકરાને દુર કરવા વિચાર, શકરો તથા કૃષ્ણલાલ વચે તકરાર ત્રણેની ધમપછાડ.

પ્રવેશ ૩–જેલમાં રત્નમાળાએ કરેલો પ્રભુપોકાર, જાલીમે આવી કરેલો અયોગ્ય ઉચ્ચાર, રત્નમાળાએ કરેલો તિરસ્કાર, જાલીમે કરવા ધારેલો વિચાર, સતિનુ શિયળ સાચવવા સૃષ્ટી ઉપર દેવી તઇયાર. ટેબ્લો.

પ્રવેશ ૪ થો–કૃષ્ણલાલ અને શકરાની મારામાર, બેઉની તકરારમાં રંગીલીના પડેલા પોબાર, બેઉને ઝાડ સાથે બાંધી રંગીલીનુ થવું પસાર, સામંત તથા જયસિંહનું આવવું, બેઉને છુટા કરવા, ચંદ્રકળાનું દેશહિત માટે યશોગાન, સામંતે આપેલી શાબાશી, જુલ્મી જાલીમની વખેરવા ધારેલી બાજી.

પ્રવેશ ૫ મો–રણધીરે કહેલા રોટલાનો તિરસ્કાર, પણ દુનીયાનો દેવધારિ નરેલો આહાર, મોતના મુખમાં ચંદ્રકળાએ કરેલો શાંતિનો પોકાર, બાદ જેલ તોડી રણધીર સાથે પસાર, જાલીમનું આવવું. ટેબ્લો.

પ્રવેશ ૬ ઠો.–રંગીલીના હર્ષઉચ્ચાર, સુનેરી ટોળીના સરદારનો બૈરી કરવા વિચાર, રંગીલી સાથે પ્રેમનો કરાર બાદ અવિશ્વાસથી, રંગીલી પાસે જે જણસની પોટલી હતી તે લઇ પસાર.

પ્રવેશ ૭ મો.–દેવીની સહાયતાથી બચેલી રત્નમાળાનો એક શલ્યાપર આરામ લેવા વિચાર, ઝેરી સર્પનું આવવું, દુઃખીયારીને ડંશ, અને રત્નમાળાનું મરણને શરણ થવું, રણધીરનું શોધ અર્થે આવવું, રત્નમાળાંને મરેલી જોઇ કાષ્ટ લેવા જવું, વનદેવીનું પ્રગટ થવું, રત્નમાળાને આશીર્વાદ, સાથે લઈ અંતરધ્યાન થવું, બાદ રણધીરનું આવવું, શબને ન જોતાં ગળે ફાંસો, દેવી પ્રતાપે અંતરીક્ષથી રત્નમાળાનું આવવું, પ્રેમમૂર્તિના પરિતાપનું સમાવું. ટેબ્લો.

## અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો–રણધીરના દુર્બળ દશા માટે વિચાર, રત્નમાળાનું આવવું શાંતિના ઉદગાર, બાદ ચંદ્રકળા અને સામંતનું આવવું, પાળક પિતાનો મેળાપ, બાદ જાલીમ પર ચડાઈ લઇ જવા વિચાર.

પ્રવેશ ૨ જો–જાલીમની વીખરાયલી બાજી, રણધીરનું ચડાઇ લઈ આવવું, પિતા પુત્રી વચ્ચે વાદવિવાદ. જાલીમે જીંદગી કરવા ધારેલી બરબાદ સર્વેએ ઉઠાવેલા હથીયાર જાલીમનું કેદ પકડાવું. ટેબ્લો.

પ્રવેશ ૩ જો–હાલથી બેહાલ થએલી રંગીલીના છેવટના વિચાર, પેટ અર્થે કૃષ્ણલાલે કરેલો મિઠાઇનો વહેપાર, મીઠાઇ લેવા રંગીલીનો વિચાર, પઇસા વગર લાચાર, બાદ લોટો આપવા તઈયાર, પ્રેમનો કરાર,–કોમીક સમાપ્ત. પ્રેમી જોડાંનો છેવટનો આનંદ.

પ્રવેશ ૪ થો–રણધીરને રાજ્યભીષેક, લાયક ને લાયક માન, રણધીર હસ્તે સામંત સાથે ચંદ્રકળાનો હસ્તમેળાપ બાદ જુલ્મી જાલીમનો ઈન્સાફ, ન્યાયાધીશે કરેલા રહેમના ઉચ્ચાર, મરતાં પણ રણધીરને મારવા જાલીમનો વિચાર, દેશભક્ત દીકરી ચંદ્રકળાના હાથથી પાપી પિતા ઠાર. અંતે સત્યનો જય, છેવટનો આનંદ—ટેબ્લો.

આનંદ આનંદ આનંદ



# અંક પહેલો.

## મંગળા ચરણ.

શ્રી જગ સ્વામી મંગળ નામી.
બાઇ મીરાને અહલ્યા તારી—(૨)
ભકતી ભાવે ધ્રુવને ઉગારી—શ્રી જગ.
જયકર મોરલી ધર શ્રી હરી.
રાધા રમણ જ સુંદરી.
મહીની મટુકી સિરધરી
લીધી હરીએ હઠકરી-શ્રી જગ

## ગાયન ૧ લું.

.ણા નીચ જગતમાં મસ્ત બનીને, પાપે પેટ બહુ ભરતા (૨)
ઇ ગરીબ ગરદનપર છરી ધરતાં દીલમાં નવ ડરતા. (૨)
ોન દીસે તેના ચડતા, સતીયાપર સંકટ પડતા (૨)
ાપે પેટ જ્યાં ભરી રહ્યા કે, તરતજ પાછા પડતા, આ આ(૨)
.તીયાપર સંકટ પડતા, પણ આખર ભવ તે તરતા (૨)
ાપ કર્મ કરનારા, કાજળથી કાળા પડતા (૨) ઘણા.

## ગાયન ૨ જું.

રંગીલી—
ફુલી ફાલી બની નાર છુ, હું રૂપાળી (૨)
ચાહે શ્યાવા તનબાળી, જોઇ જોબનવાળી (૨) ફુલી.
વીરહ વેદના સાલે, અંતર મારૂં પ્રજાળે (૨)
કોઇ કોઇ છુપી ભેદ આલે, વાહવાહરે બલીહારી ફુલવાડી
(૨) ફુલી.

## ૩ જું ગાયન.

રંગીલી-કૃષ્ણલાલ—

મારા જોબનની વાડી ખીલતીરે આમ્રવૃક્ષપર કેરી ઝુલતી (૨)
તારા જોબનપર દુનીયા બધી ડુલતી રે રખે કોઇમાં ફસીને
મને ભુલતી (૨)
આવો હૈયાના હાર લુંટો જોબનની બહાર રમો રંગ
દીલદાર ફળી ખીલતી. (૨)
ઘણી રઢીયાળી રાત ભીડું પ્રેમે હું બાથ નંવ છોડું તુજ
હાથ રંગે ડુલતી (૨)

## ગાયન ૪ થું.

રંગીલી-કૃષ્ણલાલ-પાડોસણો—

આવો આવોરે બેનો મારીએ મુવાને માર (૨)
એજી કેવો દિસે મુરખનો સરદાર (૨) આવો. આવો.
મને મારો ન માડી મારો જીવ ગભરાય (૨)
તોડો ટાલકી મુઆની ફરી આવે નહીં આંય (૨)
હવે નહિ આવું ખરા સોગન ખાઉં છોડી દીયો મા પગે
લાગી જાઉં (૨) આવો.

## ગાયન ૫ મું.

છોડો છોડો સાવરીયા, મોરી ટુટી બંગડીયા (૨)
ટુટી બંગડીયા મોરી, છોટી ઉમરીયાં (૨)

છોટી ઉમરીયાંમે ડાલો ન નજરીચાં (૨) છોડો
અબ ન બોલુંગી પ્યારા, સાસ બોલે બોલી (૨)
ફટ ગઈ ચોલી મોરી ગાલી દે નણંદીયાં (૨) છોડો.

ગાયન ૬ ઠું.

રત્નમાળા—
અરે કાંઇ કર્મના યોગે ભટકતી હું ભીખારણ છું
પહેરતી વસ્ત્ર અમુલખ જે તે આજે એક વસ્ત્રે છું
દશાના દિન પલટાતા-ભટકતિ.
મમતમાં મૂઢ અરે સરતાં રૂતુના રંગ જેમ-ફરતા અરે
અજબ આ લેખ વિધાતાના દશા દિન સેજે પલટાતા.

ગાયન ૭ મું.

ચંદ્રકળા—
માતા દઇને તું ઘા અરે શુ સ્વર્ગ સિધાવી (૨)
દયા નહિ કંઇ દિનપર આવી (૨)
આ દુઃખ દરિયે મને ડુબાવી (૨)
હે ભાવી ભુલાવી આશા શી ફળશે મારી (૨) માતા
પિતા કહે પત્થર થઈ આવી મોસાળે પણમાયા મુકાવી (૨)
દીન તારી દુખીયારી લે સંભાળ વિભુમારી (૨)માતા

ગાયન—૮-

રત્નમાળા-સખીઓ.
જાણીરે સખી જાણી જાણી-(૨)
ાા જોબન ઉર છલકાય-(૨)

તારા તીરછા નયનો તણાય-[૨]
રે———જાણી અજાણી———જાણીરે-જાણી-
ગાડી ઘેલી હુ નથી દિવાની (૨
સીદને સતાવો સૈયાર સાણી (૨
જુઠી વદો શીદ વાણી—[૨]
રે———જાણીરે-જાણી— (૨)
રસીયા સંગે રસકસ લેવા (૨)
વેચો હવે શુભ લહાણી[૨)
રસીયો બશીયો હું નવ જાણું (૨)
એ વાતે છું અજાણી—રેજાણીરે જાણી

ગાયન—૯

કૃષ્ણ-શકરો

રહીને જંગલમાં ફરીને જંગલમાં
કરીને કાવાદાવા બસ પેટ ભરીશું આ-[૨
ગરબડ સરબડ ગપ્પાં મારી લુટીશું પલમાંય
ભોળી ભામા હાથ ચડેતો રમાવીશું પલમાંય-રહી ને
ખોટીદાઢી ઝોળી ઝુડા મોજ કરીશું વાહ વાહ
રંગીલીને ભરમાવા થઇ બેસીસું બાવા—રહી ને

ગાયન—૧૦—

રંગીલી—પાડોસણો-

સો ચુવા ખાઈ મીનડી આજ
આ હજ કરવા ચાલી

૯૯૭૩



વચન વદોને બ્હેનો વિચારી
હરિ હર ભજવા કરૂની ધારી
વધશે મીરા સમ કીર્તી તારી—આજ
આ સંસારની માયા વિસારી
ભકતી નૌકા તરવા સારી
સંત સાધુને કરશે વિહારી—આજ

ગાયન—૧૧

જાલીમ—પકડી જકડી ગરદન મારૂં
નહિ દયા હું દિલમાં ધારૂ
પાપીઓને હુ પ્રલય પહોંચાડું
યમદ્વાર જઇ કરૂં ઠાર—પકડી
જઇ અરીને હસ્તે વિદારૂં
ધડથી શીશ નીચે ઉતારૂં
જઈ રણે રમખાણુ મચાવું
શત્રુઓને જઇ હંફાવું:પકડી.

ગાયન—૧૨

રત્નમાળા રણુધીર–સખીઓ
પ્રીય મારા અર્પુ આ માળા પ્રેમ ધરીને રાખો શીર મોઝાર
વાહ રશીલી રામા રંગીલ લલીત શ્યામા
અર્પો સુખેથી ભામા—યશ આપે કીરતાર–પ્રીય
શાંન્તી શાંન્તી અજબ શાંતી શુભદિસે અપાર

કાન્તી કાન્તી અજબ કાંન્તી યશ આપે કીરતાર
વાહરે વાહ આનંદ આજે માનીએ સુખને કાજે
રાખી એ પ્રભુએ લાજ મેળવીએ કીરતાર-પ્રીય-

ગાયન—૧૩

રત્નમાળા—રણધીર

સુંદર મનહર
ચીતહર ચંચળ
જાઓ હવે કયાં
મૃદાલસી લચકાય મારી
છોડો મૃદુ ભુજા—સુંદર

સાખી

છોડો મુજને છેલડા-વિખરાયા મુજબાલ
પરસેવે ભીંજી ગઇ ગાલ બન્યા એહાલ
સ્વર્ગથી અધીક સુખ આજ માનુ આ—સુંદર

ગાયન-૧૪

રંગીલી

કરે જે જાર જગતમાં નાર-નહી તે કદી ઠરનાર
જોડી બનાવી દમ્પતીની. આ જગતમાં કીરતાર
તેને તજીને પરઘર ભટકે- ઝુરી ઝુરી મરનાર-કરે
શીખ ન માને સંજજન કેરી-મુજ સમ હાલ થનાર
નામ વગોવે માત તાતનું ઘરઘર જે ફરનાર-કરે જે

પરણ્યાને તજી પર ઘર ભટકે કુલટા કુળ અંગાર
પતી તજને પરને ચાહે ધીકધીક તે અવતાર—કરે જે

ગાયન: ૧૫

રંગીલી—એ મને બાવી બનાવો ત્હમે મુનીરાય
સેવા કરીશ પુરણ પ્રેમથી (૨)
જોઇ રૂપ તેજ શીવજી સમાન છે
કળા કુશલતા પુરણ કામ છે
એ—ગુરૂમંત્ર લેવા દીલચ્હાય છે
એ—ઉભા દાસી અવીનાશી જોડીને બે હાથ સેવા
કૃષ્ણલાલ—માયા દુનીયાની ખોટી તમામ છે
રંગીલી—ભકિત નૌકા તરવાનું સાચુ ધામ છે
નથી જાણુતી કે બે સેતાન છે
રંગીલી—એ-કરૂં અર્પણ ગુરૂને હું તન મન ધન—સેવા

ગાયન—૧૬

રત્નમાળા સખીયો—-

જયદેવી જગની મા જય દેવી જગની
કરીયે પુંજન પ્રેમે જયદેવી જગદે
મુરતી મનોહર તારી મા મુર્તિ મનોહર તારી
સુરવર મુનીવર ધ્યાન ધરે માં (૨)
ગહન ગતી ન્યારી—જયદેવી

વણીક ભકતને ભીડ પડી
નૌકા ડુબતી તારી (૨)
દૈત્ય દુષ્ટને માર્યાં [૨) આરાસુરવાળી-જયદેવી

## અંક પહેલો સમાપ્ત.

## અંક ૨ જો.

ગાયન ૧૭

રંગીલી--ભરમાવો-૩ ભોળી ભામા-(૨)
શકરો--શોચ કરો નહીં સુંદરી શાણી
કૃષ્ણલાલ--બનો રસીલી રામા(-૨) ભરમાવી
રંગીલી--દુર થા મવાલી
કૃષ્ણલાલ--ચાલો વાલી
હું રસીક તમે રામા ભરમાવી

ગાયન ૧૮

રત્નમાળા--
દુખીયારીની દાદ વિભુ સ્વીકારજે તુ શ્રી હરી.
શીયળ વૃત ભંગ કરવા પાપી રહયો ફરી ફરી-દુખીયારીની
દુષ્ટે તોફાન જાળ બીછાવી આ દીન બાળા ફંદે ફસાવી
કપટ દીલ ધરી ધરી--દુખીયારીની

ગાયન ૧૯

રંગીલી—પાપી પુડાની બનાવું મજા
લાવી એઉની કજા
કૃષ્ણુલાલ—બસ વાહ વાહ વાહ
જરા ધીમે ધીમે મારં
રંગીલી—આ તો પરનારનો પ્યા
કૃષ્ણુલાલ—બન્યા મુરખના સરદાર
રંગીલી—વાહ વાહ વાહ

ચંદ્રકળા— ૨૦

દેશ ઊદય દીલ ધારી ઓ પાપી પિતા—દેશ
દુનીયા થશે દુખીયારી—ઓ પાપી પિતા
દુષ્ટ પિતાએ મતી શું વિસારી
દેસ સેવામાં દીલ ધારી—ઓ પાપી પિતા દેશ

રણુધીર— ૨૧

ફરીયાદ કેને કેવી, નહીં, આ તાળાની ચાવી,
આવેલી સીરપર સેવી ફરીયાદ

સાખી.

ચાંદની સમ ચાર દીનની સુખ ઘડી પલટાય છે.
અંતે અણુધારી અંધારી આવતા પાપી પછી પછડાય છે
ગરીબ બકરા રેંસીને જે નીચ મન હરખાય છે
ક્ષણીક સુખ જોતા વહી પાપી પછી પસ્તાય છે.
અણુધારી આફત સેવી, ફરીયાદ કોને કેવી

ગાયન ૨૨ મું

રં —મને નહીં માર ઓ દીલદાર દાસી દિન હું તારી
ધ—તને ધીકાર કુલટાનાર તુજથી રંડીઓ સારી
રં—હું લાચાર ને નિરાધાર ઓ દીલદાર તું પ્યારા
ધ—જડે શિક્ષા તને સારી વીસરસે કર્મ તું નારી
ર —કરશો નહીં નાર કો પર પ્યાર આ હાલત જુવો મારી
ધ —નથી કીંમત મને તારી સોંપી દે પોટલી સારી

ગાયન ૨૩ મું.

રત્નમાળા—

ઘન ઘોર ઘટા ખુબ છાયી (૨)
ગભરાઉં ન સુઝે કાંઇ (૨) ઘનઘોર
શબ્દ ભયાનક આવત કાને ઘાતકી પશુ સમ ભાસત જાણે
દેહભાન નવ ઠામ ઠેકાણે વીઘ્ન આવે દુઃખદાયી—ઘન
ભાસે ભયાનક જંગલ ભારી વીકળ ગતી અતી થઇ છે મારી
સાહ્ય કરો હવે હે ત્રીપુરારી મરૂં ઘણી મુંજાઇ હું(૨) ઘન

ગાયન ૨૪ મું.

રગુવીર—ઘનનન ગરજત ઘોર ઘટા શી
રૂપ મનોહર શોભત સારૂં
ચમ ચમ ચમકીત નયન છટા શી—ઘનન
વાદળ ડગમગ ડોલત દોડત
સમમમ સમમમ સમ વીજળીઓ ઝણકત—ઘનનન

ગાયન ૨૫ મું.

રણધીર–રસીક રસીલી પ્રેમની ભરી ક્યાં ગઇ નાસી
જરૂર હું હવે લઉં ફાંસી
તારૂણીનું શબ સીંચવાને કાષ્ટ આણ્યાં ફાંસી
કહું ક્યાં કર્મ તણી કથની
રત્નમાળા–પ્રેમ ભરીને પ્રિયતમ આવે
રણધીર–આ મનવાને સ્વપ્ન ભમાવે
રત્નમાળા–ફીકર છોડ તું દુર કર મારા પ્રેમ તણી પ્યાસી
(૧) જરૂર

રણધીર–આ પ્રેમીને જલદી ભેટો
દેવી – સુખ દુઃખનો જન જોજે જોટો
રણધીર–પ્રિય રંભાને નજરે ભાળી ટળી ગઈ ફાંસી
અચાનક વાત બની આ શી–રસીક
રત્નમાળા–આ [illegible]ને ખુબ [illegible]વી
રણધીર–અધર [illegible] શું નભથી આવી
દેવી –ભેટો ભેટો ભાગ્ય [illegible] [illegible]નગર વાસી (૨)

અંક ૩ જો.

ગાયન ૨૬ મું.

રણધીર—

ૠતુ સમ દશાનાજ ઢંગો ફરે
ઘડીએ ઘડી મને ભ્રમણા કરે-ૠતુ
રાજવિયોગી હું નીરભાગી
ભાગ્ય દશા આ જાગી અભાગી
દીનોનાથ જગતાત દુઃખો હરે-ૠતુ સમ

ગાયન ૨૭ મું.

રંગીલી-વાલા વાલમારે [૩] હું તો દાસી છું તમારી
કૃષ્ણલાલ-એકને છોડી બીજે જોતી ત્રીજે પાણી પાતી
વગર વીચાર્યાં ટામ કરીને અંતે તુ મુંજાતા
રંગીલી-લઉં પ્રતિજ્ઞા આજે હું તો સેવા બજાવી તારી
તારા વિનાના અન્ય બધા તે માના જણ્યા ભાઇ-વા

